૭૮૬

# શેખ કોણ અને સૈયદ કોણ?


લખી પ્રસિદ્ધ કરનાર,

**શેખ હમીદમીયાં મીરનમીયાં.**

મુ૦ ઉભેળ, તાલુકે કામરેજ.



સ૦ ૧૩૩૭    ઈ૦ સ૦ ૧૯૧૮

ધી સુરત "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં નગીનલાલ

દુર્લભદાસે છાપ્યું

ભાગાતળાવ રોડ—સુરત.

કીમત ૦-૨-૦

# બે બોલ.

આજ કાલ બીજી કોમમાંથી થોડા ઘણા ઇલમ, ચાલાકી, ખુશામત કે હતખંડાને લીધે આગળ પડેલા કેટલાક લોકો પોતાને સૈયદ તરીકે જાહેર કરે છે; અને કોઇ પીરની મુજાવરી કે મુલ્લાંગીરી કરતા કરતા હવે પોતે પીર થઇ પડેલા મહાન હજરત પેગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ ના પહેલા ત્રણ ખલીફાઓ—અસહાબોની ઓલાદને હલકી પાડવાના ઇરાદાથી શેખ કહી પોતાને મોટા ખાનદાની સાદાત જાહેર કરે છે. તેમના દેખાદેખી કેટલીક વખત બીજા લોકો પણ તેમને અજાણપણે શેખ કહેવા લાગી જાય છે. તેઓ તેમને બુઝુર્ગી માટે શેખ કહેતા હોય તો વાંધા જેવું નથી. પણ હલકી નૈયતથી તેમને શેખ કહેનારાઓની મતલબ જુદી હોય છે. પણ તેનો ખ્યાલ બિચારા ગરીબ લોકોને હોતો નથી. "શેખ" નો અર્થ "શેખુલ-ઇસ્લામ" "શેખુશ-શુયૂખ" વિગેરે શબ્દ જોતાં તો ઘણો ઇજ્જતવાળો અને બુઝુર્ગીવાળો ગણાય છે. પણ હાલના કેટલાક લોકો પોતાને સૈયદીમાં ખપાવવાના અને મોટા ગણાવવાના ધખારાને લીધે પોતે સૈયદ બની પહેલા ત્રણ ખલીફાઓની તથા અસહાબોની ઓલાદને હલકા પાડવાના ઇરાદાથી શેખ કહેવા લાગી ગયા છે. આનું કારણ ઘણું કરીને કેટલાક બાદશાહી દીવાનોના વખતમાં શીઆઓનું જોર વધવાથી બનેલું હોય એમ લાગે છે. શીઆઓ મહાન હજરતના પહેલા ત્રણ ખલીફાઓને હલકા ગણે છે અને તેમની એટલે દરજ્જે બેઇજ્જતી કરે છે કે હજામોને તેઓ "ખલીફા" કહીને બોલાવે છે કે જેથી "ખલીફા" નામની લોકોમાં હલકાઇ થાય. તેઓ હજરત અલી

કરમ૦ ને તથા બીજા તેમની પાછળ થએલા જેને તેઓ માને છે તેવા પેશવાઓને "ઇમામ" કહીને બોલાવે છે અને સુન્નીઓ પોતાના પેશવાઓ માટે ખલીફા શબ્દ વાપરે છે તેનું વગોણું કરવા માટે તેઓ હજામને ખલીફાનો શબ્દ લગાડે છે કે એ બહાને પણ તેઓ એ શબ્દની હલકાઇ કરે. શીઆઓમાં બધા તો આવા નહીં હોય. કેટલાક સારા વિચારવાળા પણ હશે પણ ઘણે ભાગે અભણ શીઆઓમાં તો આવો ખ્યાલ હોવાનું સામાન્ય રીતે બોલાય છે. બાદશાહી દીવાનોના વખતમાં જ્યારે શીઆઓનું જોર વધ્યું ત્યારે તેઓ મહાન હજરત પેગમ્બરના પહેલા ત્રણ ખલીફા—અસહાબીઓની ઓલાદને તીરસ્કારથી શેખ કહી બોલાવવા લાગ્યા અને હજરત અલીની ઓલાદને તેઓ સાદાત કહી અસહાબોની ઓલાદને જાણી જોઇને હલકી જાહેર કરી તેમને તીરસ્કાર રૂપે શેખ શબ્દ લગાડવા લાગ્યા. તેઓ તેમને બુજુર્ગી માટે "શેખ" શબ્દ લગાડત તો કાંઇ કહેવા જેવું નહોતું. તે વખતે પહેલા ત્રણ ખલીફાઓની ઓલાદના લોકો ઘણા કીર્તીવાળા અને બુજુર્ગીવાળા હતા તેથી શીઆ ખ્યાલના લોકોને તેઓ કાંકરાની માફક ખુંચતા હતા. પ્રથમ શીઆઓનું તેમની આગળ કાંઇ ચાલી શકતું નહી. પણ જ્યારે કેટલાક બાદશાહી દીવાનોના વખતમાં શીઆઓનું જોર વધી પડયું ત્યારે તેઓ તેમનો મુકાબલો કરવાનો ખ્યાલ કરવા લાગ્યા. તેઓ બીજું તો કાંઇ કરી શકયા નહી પણ તેઓ લોકોના મનમાંથી ખલીફાઓની ઓલાદના લોકોનો ખ્યાલ ઓછો કરાવવા માટે તેમને સમજાવવા લાગ્યા કે એતો શેખ છે અને અમારા સૈયદો કરતાં હલકા છે. આવી રીતે તેઓ લોકોને સમજાવવા લાગ્યા અને

" શેખ " શબ્દને તેમણે હલકાઇનું રૂપ આપી દીધું તે એટલે સુધી કે કોઇ નવો માણસ હીંદુમાંથી મુસલમાન થાય તો તેને પણ શેખ શબ્દ લગાડવા સુચના કરતા કે પેલા અસહાબોની ઓલાદના બુઝુર્ગ લોકો પણ વખત જતાં એવા હલકા ગણાવા લાગે.

અસહાબોની ઓલાદના લોકોએ પોતાની બુઝુર્ગીના સબબથી સુન્ની લોકોમાં પોતાનો પાયો એવો તો મજબુત જમાવ્યો હતો અને તે વખતના સુન્નીઓ તેમના એવા તો કાબુમાં હતા કે શીઆઓનું કાંઇ ચાલ્યું નહી. પણ તેમણે એ બુઝુર્ગ લોકોને હલકા પાડવાના ઇરાદાથી તેમના નામ સાથે શેખ શબ્દ તીરસ્કાર રૂપે લગાડવાની બાબતને જોર દીધું. જોકે આવા લોકો હાલ વધુ રહેવા પામ્યા નથી પણ તેમણે ઉપાડેલી બાબતની અસર કેટલેક ઠેકાણે રહી જવા પામી છે અને તેથી કરીનેજ હાલ એ ત્રણ ખલીફાઓની ઓલાદના લોકોને તીરસ્કારથી કેટલાક લોકો હજુ શેખ કહે છે. શેખ શબ્દને હલકો પાડી દીધો તે શીઆ યુકતીનું પરિણામ હતું. જે લોકો સુન્ની છે અને સમજદાર છે તે તો આવું કરતા નથી પણ કેટલાકને પુરી માહીતી નથી તે શેખ શબ્દને ઉતરતો ગણી અસહાબોની ઓલાદના બુઝુર્ગો માટે તેનો ઉપયોગ કરે છે.

કેટલાક લોકો જે પ્રથમ કોઇ પીરની દરગાહના મુજાવર હતા અને ફકીર તરીકે આવી દરગાહ ઉપર દીવાબત્તી કરતા હતા તેઓ તથા તેમની ઓલાદના લોકો હાલમાં ખરા સાદાત બની બેઠા છે અને મુજાવરીના પ્રતાપે બે પૈસા હાથમાં આવવાથી હવે પોતે ખાનદાની

અને કોમના આગેવાન બની લોકો ઉપર પોતાની છાપ પાડવા માગે છે. પણ હવે લોકો ગીલીટ સમજતા થઇ ગયા છે. વળી કેટલાક હલકા લોકો ઇલમ પઢીને મસ્જીદમાં પેશ ઇમામી અને મુલ્લાંગીરી કરતા તે મુલ્લાંઓ તથા તેમની ઓલાદના લોકો વખત જતાં સાદાત બની ગયા છે એ વાત પણ આપણા જાણવા બહાર નથી. આવા મુજાવરીમાંથી તથા મુલ્લાંગીરીમાંથી સાદાત બની બેસનારા હલકા લોકોનું વજન લોકોમાં પડતું નથી એટલે હવે તેમણે અસલી લોકોને હલકા ગણવાની કેટલેક ઠેકાણે યુકતીઓ કરવા માંડી છે. પણ હવે લોકો સમજતા થઇ ગયા છે. આ જમાનો ઇલમ અને રોશનીનો છે અને લોકોને આંખ્યો થવાથી હવે તેઓ ખરૂં ખોટું પારખતા થયા છે. એટલે હવે એવી બાજીઓ ચાલે તેમ નથી. તોપણ ખરી હકીકતથી લોકો વાકેફ થાય તેટલા માટે આ ચોપડી લખવામાં આવી છે.

જે ખરા ખાનદાની સાદાત છે તેમને માટે અમારે કશું પણ કહેવાનું નથી. તેઓ તો અમારા પેશવા છે અને અમે તેમના તાબેદાર છીએ પણ જે ગીલીટવાળા છે અને બીજાઓને હલકા પાડવાની કોશીશમાં રમ્યા કરે છે તેમને માટે અમારા મનમાં ઉંચો અભિપ્રાય નથી. તેવા લોકો કોમને પાછળ પાડનારા અને ઇસ્લામના કામમાં આડ નાખનારા હોય છે. તેથી તેમનાથી બચતા રહેવું એ ડાહ્યા માણસની ફરજ છે. ખરા સાદાતોને અમે પણ માન આપનારા તથા ઝુકનારા છીએ; પણ કોઇ માણસ ધર્મના નામે આંખમાં ધુળ નાખી જાય એ સાંખી શકનારા નથી. હાલમાં એવા હલકા માણસો જે સાદાત બનીને બીજા ખાનદાની લોકોને હલકા પાડવાનો

બંધો લઇ બેઠા છે તેમના જ્યારે આપણે ચલણ જોઇએ છીએ ત્યારે આપણને દીલગીરી થયા વિના રહેતી નથી. કોઇ સાદાત બદ ચાલનો અને વડીલોથી ઉલટે માર્ગે ચાલનારો હોય તો તેની ખાનદાની માટે શક પેદા થાય એ ઉઘાડું છે. માટે આશા છે કે આવા બની બેઠેલા લોકો પોતે પોતાના પીરોના કારનામાઓથી અને ચલણથી વાકેફ થશે અને મુકાબલો કરશે તો તેઓ જોઇ શકશે કે તેમના અને તેમના પીરોનાં ચલણમાં કેટલો બધો ગાડાં જાય તેટલો ફરક છે. તેઓ બીજાને હલકા ગણવા તૈયાર થાય છે તો પોતેજ જો સુધરવાની કોશીશ કરશે તો બસ છે. ખુદા તેમને હિદાયત આપો. **આમીન!**

આથી અમે કોઇ શીઆની, કોઇ સાદાતનો, અગર બીજા કોઇની હલકાઇ કરવા કે તેમને દોષ દેવા માગતા નથી પણ આ જમાનામાં જે કેટલીક બાબતો દીલગીરી ભરેલી જોવામાં આવે છે તેથી એવું લઇ બેઠેલાઓથી લોકોને ચેતવણી આપવા માગીએ છીએ. અમારો હેતુ શુદ્ધ છે માટે કોઇએ ખોટું લગાડવું નહીં. છતાં કાંઇક સમજ ફેરને લીધે ખોટું લાગે તો માફ કરશો.

**લી૦ શેખ હમીદમીયાં મીરનમીયાં**



# શેખ-સૈયદ.

કેટલાક લોકો આજકાલ એવા નીકળેલા છે જે પોતાને સુન્ની બતાવી શીઆઓના મત પ્રમાણે મહાન હજરત મોહંમદ પેગમ્બર સ૦ ના પહેલા ત્રણ ખલીફા હજરત અબાબકર સિદ્દીક રદી૦, હજરત ઉમર રદી૦, હજરત ઉસ્માન રદી૦એ મહાન પુરૂષોને ચોથા ખલીફા હજરત અલી રદી૦થી ઉતરતા ગણી તેમની ઓલાદને હલકી ગણવા લાગ્યા છે. પણ આમ કરવા પહેલાં તેમણે જોઇએ કે સુન્ની મત પ્રમાણે મહાન હજરતના ચારે ખલીફા માન મરતબામાં એક બીજાથી ચડતા ઉતરતા ગણવામાં આવતા નથી, પણ બધા એક બીજાની બરાબર ગણવામાં આવે છે. ત્યારે જો સીદીકી, ફારૂકી, ઉસ્માની જેવા ખાનદાની લોકોને હલકા ગણવામાં આવે અને તેમના મૂળ દાદાઓને હજરત અલી કરમ૦ કરતાં હલકા ગણવામાં આવે તો આવો ખ્યાલ રાખનાર માણસ પોતાને સુન્ની કહી શકે કે કેમ એ એક સવાલ છે. કેમકે સુન્ની મત પ્રમાણે તો ઉપલા ચારે અસહાબોનો દરજો કોઇ કોઇથી નીચો નહીં છતાં બરાબરજ છે. જ્યારે આવું ચોખ્ખું છે તો પછી આવો મત પોતાને સુન્ની કહેનારા લોકો કેવી રીતે રાખી શકે એ અમે સમજતા નથી. કેટલાક લોકો હજરતના પહેલા ત્રણ ખલીફાઓની[1] ઓલાદના લોકોને " શેખ " કહે છે, તથા ચોથા ખલીફા હજરત અલીની

---

[1] હલમને શીઆ લોકો ખલીફા હલકાઈ કરવા માટેજ કહે છે.

ઓલાદના લોકોને " સૈયદ " કહે છે, પણ આવું કોઇ પણ જાતના ભેદ વગર બની શકે નહીં એવું અનુમાન ગયા વગર રહેતું નથી. હજરત અલી કરમ૦ની ઓલાદના લોકો આવો ખ્યાલ રાખે એ હજરત અલીના નમ્ર અને અમીરી સ્વભાવ જોતાં ઉલટું જણાયા વિના રહે નહીં. જેમને હજરત અલીએ હલકા ન ગણ્યા હોય તેમને તેમની ઓલાદ હલકા ગણવા ઉભી થાય એ વ્યાજબી નથી. કારણ કે એ ત્રણે ખલીફાઓનો દરજ્જો ઇસ્લામમાં ઘણો મોટો ગણવામાં આવ્યો છે. અને હજરત અલી સુન્ની હતા.

પેગમ્બર સ૦ સાહેબે પોતાના ખલીફાઓ—અસહાબો માટે ફરમાવ્યું છે કે " તાઝીમ કરો મારા અસહાબોની, કારણ કે તેઓ તમારાથી બહેતર છે. તેમની પછી બહેતર તે લોકો છે જે તેઓની નજદીક છે ( એટલે તાબેઇન છે. ) અને તેમની પછી તે લોકો બેહેતર છે જે તેમની નજદીક છે (તબે તાબેઇન છે.)" વળી પોતે ફરમાવ્યું છે કે "મારા અસહાબો માટે અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો. મારા પછી તેમને વિશે નિશાન (બટ્ટો) ન લગાડો. જેણે તેમને દોસ્ત રાખ્યા તેણે મારી મહોબ્બત માટે તેમ કર્યું. અને જેણે તેમને દુશ્મન ગણ્યા તેણે મારી દુશ્મનાઇ માટે તેમ કર્યું. જેણે ઇજા આપી તેમને તેણે ઇજા આપી મને. જેણે ઇજા આપી મને તેણે ઇજા આપી અલ્લાહને અને જેણે ઇજા આપી અલ્લાહને તે બરબાદ થવાનો."

જુઓ સહી મુસ્લિમ.

સલ્માન ફારસી નામના સહાબી જે એક ઇરાનીમાંથી મુસલમાન થએલા હતા તેમને પેગમ્બર સલ્મએ એહલે—બૈત (પેગમ્બરના કુટુંબી) કરીને કહેલા છે. અને હજરત અબિ બિન કઆબ જે

એક અરબ સહાબી હતા તેમને હજરત ઉમરે સૈયદુલ મુસલ્મીન (મુસલમાનોના સરદાર) કહેલા છે. (જુઓ તઝકેરતુલ—ઔલીયા ભાગ પહેલો. પાન ૨૨૦–૧૭૩.) જ્યારે અસહાબોની પાછલના માણસોનો આવો દરજ્જો છે તો પછી અસહાબોનો દરજ્જો બુલંદ હોય એ દેખીતું છે.

"તૌઝીહુલ–અકાયદ" નામની કિતાબમાં જનાબ મૌલાના મોલવી હાજી શાહ રૂકનુદ્દીન સાહેબ લખે છે કે "જેવી રીતે હજરત અલી કરમ૦ વિલાયતના કમાલવાળા ગણાય છે તેવીજ રીતે તેમની પહેલાના ત્રણ ખલીફા[૧] હજરત અબાબકર સિદ્દીક રદી૦, હજરત ઉમર રદી૦, અને હજરત ઉસ્માન રદી૦ એ નુબૂવતના કમાલવાળા ગણાય છે, અને તેથીજ કાફરો સાથે જેહાદ—દીની લડાઇ કરવી, શરીઅતને રિવાજ દેવો, દીનના કામોનો સુધારો કરવો વિગેરે કામો જે નબીયોને કરવા જેવાં છે તે તેમણે સારી રીતે કરી દેખાડ્યાં છે. ઓલીઆઓના તરીકા હજરત અલી કરમ૦ સાથે સંબંધ રાખે છે ત્યારે ફિકાહ, હદીસ, ઇજતિહાદ તથા મઝહબ વિગેરેને તરતીબ આપનાર બુજુર્ગો—મહાત્માઓના તરીકા એ ત્રણ ખલીફા તથા તેમના નાયબો જેવા કે હજરત અબ્દુલ્લાહ બિન જબલ, હજરત ઝૅદ બિન સાબિત, હજરત અબ્દુલ્લાહ બિન ઉમર રદી૦ વિગેરે સાથે સંબંધ રાખે છે. આથી એમ સમજવાનું નથી કે એ ત્રણ ખલીફા વિલાયતના કમાલવાળા નથી. ના, એમ નથી, આ ચારે અસહાબો—ખલીફાઓને સૌ કમાલનો હિસ્સો મળેલો

---

૧ ખલીફા નામને હલકો પાડવા માટે કેટલાક શીઆ લોકો હજામને ખલીફા કહીને બોલાવે છે.

છે. પણ ખુસુસિયત હરેક મરતબાવાળાની છલાયદા છલાયદા છે. એટલે જેમાં જે વાતનો સંબંધ વધારે છે, તે તેમના નામ સાથે બતાવવામાં આવે છે. નહીં તો એમ જોતાં તો ચારે અસહાબોમાં સઘ વાતનો કમાલ છે. આજ કારણથી હજરત ઇમામ જાફર સાદિક જે હજરત અલી કરમ૦ની ઓલાદમાં હતા અને ઇમામત સાથે સંબંધ ધરાવતા હતા તો પણ જ્યારે તેમને હજરત અબાબકર સિદ્દીક રદી૦ના પૌત્ર—પોતરા હજરત કાસમ બિન મોહંમદ જે ઇમામ સાહેબના નાના હતા તેમના તરફનો સિદ્દીકી સંબંધ યાદ આવતો હતો ત્યારે કહેતા હતા કે "હું હજરત સિદ્દીકના પેટથી બે વખત જન્મ્યો છું." કારણ કે તેમની મા હજરત અબાબકર સિદ્દીકની ઓલાદમાં હતાં. તેવીજ રીતે ઇમામ આઝમ અબુ હનીફા જે સુન્નીઓના હનફી મઝહબના મોટા ઇમામ છે તે પોતે પહેલા ત્રણ ખલીફાઓ એટલે હજરત અબાબકર સિદ્દીક રદી૦, હજરત ઉમર રદી૦, તથા હજરત ઉસ્માન રદી૦ના કમાલ સાથે વધારે સંબંધ ધરાવે છે, તેમને જ્યારે ઇમામતનો હિસ્સો જે વારસાથી છઠ્ઠા ઇમામને પહોંચે છે તે મળ્યો ત્યારે ઇમામ આઝમ સાહેબે ફરમાવ્યું હતું કે "જો બે વરસ મળ્યા ન હોત તો બેશક નોઅમાન (હું) હલાક થઇ ગયો હોત." આ બે વરસથી મતલબ હજરત ઇમામ જાફર સાદિક સાથેનો સંબંધ છે. ટુંકામાં આ ખુસુસિઅત વિશેષતાના ફૅઝ—લાભનો પ્રકાશ ગમે તો બધા ગુણોના જથા તરીકે અગર એક ખાસ ગુણ તરીકે હમણા સુધી પેગમ્બર સલ્અમની ઉમ્મતમાં ચાલ્યો આવે છે અને એવીજ રીતે કયામત સુધી ચાલતો રહેશે." વળી તેજ કિતાબમાં લખ્યું છે કે "કુરાને

શરીફમાં ફરમાવ્યું છે કે 'કહી દે અએ મોહમદ (સ૦ વ), તમારાથી નથી તલબ કરતો એને માટે કાંઇ અજર (બદલો) પણ મારા સગાઓની મોહબત.' એટલે કે રસૂલે પાક સ૦ વ૦ પોતાની ઉમ્મતથી બીજું કાંઇજ માંગતા નથી પણ પોતાના (પેગમ્બર સલ્અમના) સગાઓ સાથે મોહબત રાખવાનું માગે છે. તો એવો કોણ મુસલમાન હશે કે તેમના સગાઓનો ખ્યાલ ન રાખે? મહાન હજરતના તમામ કરાબતી-સગાઓ સાથે મોહબત રાખવી જોઇએ, પછી તે ગમે તો ખુસર-સસરા હોય કે દામાદ-જમાઈ હોય કે બીબી હોય કે ઓલાદ હોય. દરેકને મહાન હજરત સાથે ખાસ સંબંધ છે. ત્યારે ઉમ્મતના માણસોને પણ જોઇએ કે મહાન હજરત પેગમ્બર સ૦ વ૦ સાથે જેમનો સંબંધ હોય તે પ્રમાણે તેમની સાથે મોહબત રાખવી જોઇએ. અમુક સગાની ખાસ મોહબતથી દોરવાઈ જઇ હજરતના બીજા કોઇ સગાના મરતબાને ખામી પહોંચે એવું વર્તન નહીં રાખવું જોઇએ."

ઉપર પ્રમાણે મોલવી સાહેબના જણાવ્યા મુજબ સુન્નીઓના અકીદા-મત છે. તો જે લોકો પોતાને સુન્ની કહેતા હોય અગર સમજતા હોય તેમણે ઉપલી હકીકત ઉપર ધ્યાન આપીને વર્તવું જોઇએ. કેટલાક લોકોને શરીઅતનો જોઇએ તેવો ઇલમ હોતો નથી એટલે તેઓ કોઇ ભળતા અકીદાવાળા માણસના કહેવાથી અજાણપણે સુન્નત જમાતના અકીદાથી વિરૂદ્ધ માનવા લાગી જાય છે. તેઓ આ બાબતમાં જો કે નિર્દોષ-બેગુનાહ હોય છે; તો પણ મજહબ-ધર્મના કામમાં તેમણે વધારે સાવચેત રહેવાની જરૂર છે. કારણ કે તેના ઉપર

પોતાના ઈમાનનો આધાર છે. આજકાલ લોકોનો દુનિયાના ઈલમ તરફ વધારે ખ્યાલ લાગેલો હોવાથી તેઓ પોતાના ધર્મના ઈલમથી અજાણ્યા રહી જાય એ સ્વભાવિક છે. પણ તેમણે બનતાં સુધી આવી બાબતોથી ગાફિલ રહેવું જોઈએ નહીં. કેટલાક અંદરખાને શીઆ અકીદો રાખનારા માણુસો લોકો ન જાણે તેમ બીજાઓને ભમાવે છે અને પોતે સારા બુઝુર્ગોના તરીકાવાળા હોઈ પોતેજ ખાનદાની છે અને બીજા હલકા છે એમ બતાવી લોકોને પોતાના તરફ ખેંચવાની કોશીશ કરે છે. પણ અંતે તેમનું પોકળ ઉઘાડું પડી જાય છે. શીઆ અકીદાનો માણુસ કોઈપણ રીતે સુન્નીઓનો દીની પેશવા તો શું પણ દુનયવી આગેવાન પણ ગણાઈ શકતો નથી. અને જો તે પોતાને તેમ ગણાવવા માગતો હોય તો તે લોકોને ભુલાવામાં નાંખે છે.

આવા કેટલાક લોકો પોતાને સૈયદમાં ખપાવી પેગમ્બર સ૦ના પહેલા ત્રણ ખલીફા–અસહાબીઓની ઓલાદને હલકા પાડવાના ઇરાદાથી શેખ બતાવે છે. તેમને જો કોઈ પુછે છે કે ભાઈ એ અસહાબીઓની ઓલાદને તો સુન્ની લોકો એકે અવાજે સૈયદ કહે છે અને તેવા તેમની પાસે પેઢીનામા અને શિજરા પણ છે. પણ તમે મુજાવર હોઈ જે પોતાને ચડતા–સૈયદ બતાવો છો તો તમારી પાસે તમારી સૈયદીની ખરા સહી સિક્કાવાળી સનદ તથા શિજરા હોય તો બતાવો અને જે પીર બુઝુર્ગની એલાદના તમે હોવાનો દાવો કરો છો તેમની મૂળ જગા ઉપર કોઈ ગાદીવાળા પીર હોય તો તેમનાથી અને તમારી ચાલચલણ તથા જાહેરદારીથી ખાતરી કરી આપો. ત્યારે તેઓ તેવી સહી સીકકાવાળી સનદ કે શિજરો બતાવતા નથી તેમ ઉપર પ્રમાણે ખાતરી પણ કરી આપતા નથી, ફક્ત વાતોજ

વાતોમાં ઉડાવે છે. અને નફસાનીયતમાં મચેલા રહે. છે જો તેઓ ખરા હોય તો કેમ સનદ બતાવી ખાતરી કરી આપતા નથી? ખાતરી કરવાનું કહીએ છીએ ત્યારે તો કહે છે અમે સૈયદ છીએ એવું અમે કહીએ છીએ એ શું ઓછું છે? તમે અમારી ખાતરી કરવા લાયક નથી. તમને શું ઇલમ છે અને તમે કોણ એવા મોટા કે અમારી સનદ માગી શકો, વિગેરે કહી લોકોને ગભરાવે છે અને વાત ઉડાવી દેછે. કેમ ભાઇ તમે જ્યારે સૈયદોને શેખ કહેવા ઉભા થાઓ છો ત્યારે તમે સૈયદ છો કે નહીં તેની ખાતરી કરવા તમારી પાસે તેઓ આધાર માગે છે તો તમે કેમ ભળતી વાતો કરી તેમને તોડી પાડો છો? જો ખરા સૈયદ હોવ તો કેમ મેદાને પડી તમારા હસબ નસબની ખાતરી કરી આપતા નથી? તે વખતે શામાટે વાત ઉડાવી દોછો? તમે સૈયદનો અર્થ સમજો છો? તમે લોકોને મુરીદ બનાવી પીર થવાનો અર્થ સમજો છો? પીર કેવો માણસ થઇ શકે છે તે તમે જાણો છો? શું, દર બદર ભટકતા ફરી ચાર ચાર આના ઉઘરાવતા ફરનારા સૈયદો પેગમ્બર સ૦ના અસહાબીઓની ઓલાદને હલકા કહેવાને અને લોકોના પીર થવાને લાયક છે? જે ખરો હોય તેને શું જરૂર પડી કે લોકોને ઘેર ઘેર ફરી એમ સમજાવે કે તમે અમારા મુરીદ થાઓ. અમારૂં ખાનદાન ઉંચુ છે! અરે ભાઇ તમારૂં ખાનદાન ઉંચુ હશે અને લોકોને તમારા ખાનદાનની જરૂર હશે તો પોતાની મેળે તેઓ તમે ખરા હશો તો તમને ખોળતા તમારા બારણે દોડી આવશે. તમે શું કરવા તેમને મુરીદ થવા કાલાવાલા કરો છો? શું પહેલાના બુઝુર્ગો

તમારી માફક કરતા હતા? શું તેઓ બીજા મશાયખોને હલકા ગણી પોતે દુનિયાદાર લોકોના ત્યાં તમારી માફક ભીખ માગવા જતા હતા? તમે ઉંચા સૈયદ છો તો શા માટે તમે તમારી ખાનદાની સાચવી ખુદા ઉપર ભરોસો રાખતા નથી? શા માટે દુનિયાદાર લોકોના બારણે ભટકો છો અને શા માટે તમારી ખાનદાની ચાર ચાર આના માટે ઘેર ઘેર વેચતા ફરો છો? તમે જો ઉંચા સૈયદ હોવ તો લોકોના બારણે ભીખ માગવા નીકળો? બીજાને શેખ કહેવા ઉભા થાઓ છો ત્યારે તમે પોતાના પગ તળે તો જુઓ? તમે નકામી મોટાઇ કરવા જાઓ છો પણ જુઓ તો ખરા કે તમે જેમને શેખ કહો છો તેમનાથી કેટલે દરજે હલકા ગણાઇ રહ્યા છો. માત્ર લીલી પાઘડી અને તમ્માન તથા એક સાયો પહેરી લીધો અથવા સૈયદનું નામ લઇ લીધું એટલે સૈયદી ધારણ કરી લેવાતી નથી. સૈયદી માટે તો ભારે ચલણ તથા રિયાઝતની જરૂર છે. શરાબ તાડી પીનારા, રંડીબાજી કરનારા, ડાઢી મુંડાવનારા, વ્યાજ ખાનારા, પૈસા પેદા કરવા લોકોને છેતરપંડીથી ઠગનારા, અને બેનમાજી પોતાને સૈયદ કહેવડાવવાનો જરા પણ હક ધરાવતા નથી; કારણ કે તેઓ સરાસર ઉઘાડે છોગે મહાન હઝરત પેગમ્બર સ૦ અ૦ વ૦ સ૦ના હુકમથી ઉલટા ચાલી રહ્યા છે.

તમે જો પેગમ્બર સ૦ના અસહાબીઓની ઓલાદને હલકાઇના ખ્યાલથી શેખ કહેતા હોવ તો શેખ મોહીયુદ્દીન સૈયદ અબદુલ કાદર જીલાની ઉર્ફે પીરાન પીર સાહેબ જે કાદરી ખાનદાનના સૌથી વડા કહેવાય છે તે શેખના મુરીદ હતા. અમદાવાદવાળા શાહ વજીહુદ્દીન સાહેબના પીર હજરત મોહંમદ ગૌસ ગ્વાલીયરી શેખના મુરીદ

હતા. તથા સૈયદ મોહંમદ બંદે નવાઝ ગેસૂદરાઝ શેખના મુરીદ હતા. પીરાનપીર સાહેબ કાદરી તથા રિફ્રાઇ ખાનદાનવાળાના પણ પીર ગણાય છે. પીરાનપીર સાહેબ જ્યારે શેખના મુરીદ હતા તો જો તેઓ તમારા ખ્યાલ પ્રમાણે શેખ હોવાને લીધે પોતાના પીરને જાતમાં હલકા સમજતા હોત તો શું તેઓ તેમના મુરીદ થાત ?

કાદરી ખાનદાનના મૂળ સ્થાપક શેખ મોહીયુદ્દીન સૈયદ અબ્દુલકાદર જીલાની ઉર્ફે પીરાન પીર દસ્તગીર સાહેબ (૨૦) શેખના મુરીદ હતા. તેમના મુરશદ–પીરનું નામ શેખ મુબારક અબુ સઇદ મખઝૂમી હતું. તેઓ શેખ હતા. જો શેખ હલકા હોત તો પીરાન પીર સાહેબ શેખના મુરીદ થાત નહીં. શેખનો લકબ મોટો હોવાથી પીરાનપીર સાહેબના નામ સાથે પણ પહેલાં શેખ લકબ લગાડવામાં આવે છે જેમકે શેખ મોહીયુદ્દીન. જે લોકો અસહાબીઓની ઓલાદ હોવાથી તેમને કેટલાક લોકો બુજુર્ગી માટે શેખ કહે છે તે શેખનો લકબ મોટો હોવાથી તેમના નામ ઉપર શેખ લગાડવામાં આવે છે. નહીં તો ચારે ખલીફાઓ–અસહાબીઓના નામ સાથે તો સૈયદનો લકબ લાગેલો છે. જુમ્માના અગર બીજા ખુત્બા વખતે પણ સુન્નીલોકોમાં દોઆ માગતી વખતે ખતીબ સૈયદના હજરત સિદ્દીક, સૈયદના હજરત ઉમર, સૈયદના હજરત ઉસ્માન, સૈયદના હજરત અલી રદી૦ એ રીતે પઢે છે. ખુતબાઓમાં આ અસહાબોના નામ સાથે "સૈયદ" નો લકબ છાપેલો છે જે હમેશાં ખુત્બો પઢતી વખત ઇમામ બોલે છે. જેમ પીરાનપીર દસ્તગીરના નામ સાથે "શેખ" નો લકબ "સૈયદ" ના લકબ પહેલાં માન માટે વપરાય છે, તેમ અસહા-

બીબીઓની ઓલાદના બુજુર્ગોના નામ સાથે પણ "શેખ" નો લકબ મહેરબાં વપરાય છે. આથી કાંઇ અસહાબીઓની ઓલાદના લોકો સૈયદ નથી એમ નહીં. જો અસહાબીઓ હલકા હોત તો સૈયદના હજરત અલી કરમ૦ તથા બીબી ફાતેમા રદી૦ પોતાની દીકરી બીબી ઉમ્મ કુલ્સુમનું લગ્ન સૈયદના હજરત ઉમર રદી૦ સાથે કરતજ નહીં. હજરત પેગમ્બર સ૦ના મોટા દાદા તથા અસહબીઓના મોટા દાદા એકજ છે. જ્યારે અસહાબીઓ પેગમ્બરના કુટુંબનાજ છે અને જેમને પેગમ્બરે તથા ઇસ્લામે સ્વિકારેલા છે તો પછી તે બીજાઓથી હલકા કહેવાયજ નહીં. હજરત અબા બકર સિદ્દીક રદી૦, હજરત ઉમર રદી૦, હજરત ઉસ્માન રદી૦, હજરત અલી રદી૦, એ ચારે અસહાબોના નામે "સૈયદ" નો લકબ ખુત્બાઓમાં લગાડેલો છે. પણ કેટલાક લોકો "શીઆ" મત ધરાવનારાઓની સમજાવટથી હજરત અલીને સ્વિકારી પહેલા ત્રણ ખલીફાઓ—અસહાબીઓને સ્વિકારવા આનાકાની કરે છે, અને આથીજ તેઓ અસહાબીઓના નામે "સૈયદ" નો લકબ લગાડતા નથી. એક રીતે ચારે ખલીફાઓ સૈયદ છે અને એક રીતે ચારે ખલીફાઓ શેખ છે, અને તેથી ચારે ખલીફાઓની ઓલાદ શેખ કહેવાય છે.[1] બીબી ફાતેમા

---

૧. હજરત અલીને કેટલાક લોકો કુરેશીયુલ-હાશમી કહી કુરેશી શેખ બતાવે છે. તેમની બીબી ફાતમાં સિવાયની બીજી બીબીઓથી ઓલાદ થઈ તેમને સુન્નીઓ શેખ કહે છે અને શીઆ સૈયદ કહે છે. ખાનદાની અરબો તથા તેમની ઓલાદના લોકો માટે "શેખ" શબ્દ લગાડવામાં આવે તો તેનો અર્થ અરબી તથા ફારસીમાં પૂજનીય પુરૂષ થાય છે એવું સેશન જડજ મી૦ દયારામ ગીડુમલે પોતાના ફેંસલામાં બતાવેલું છે તો અહીંના સાદાતોના બાપ દાદા અસલ અરબસ્તાનના ખાનદાની અરબ હોવાને લીધે "શેખ" કહેવાઈ શકે. સૈયદને શેખ કહે તેમાં તેની આબરૂ જતી નથી.

( જુઓ કાદરી કેસ ).

રદી૦ મહાન હજરત મોહંમદ પેગમ્બર સ૦ની દીકરી હતાં. પેગમ્બર સ૦ને દીકરો નહીં હોવાથી આ દીકરીની તરફ લોકો ઘણુ માનની નજરથી જોતા, અને તેમના દીકરા હજરત ઇમામ હસન રદી૦, તથા હજરત ઇમામ હુસેન રદી૦ એ બે જણુ હજરતના નવાસા હોવાથી તથા તેમની ઉપર દુશ્મનોએ આફત ગુજારવાથી લોક લાગણી તે વખતે તેમની તરફ ખેંચાય એ કુદરતી છે. હજરત ઇમામ હસન રદી૦ તથા હજરત ઇમામ હુસેન રદી૦ એ મહાન હજરત સ૦ની પવિત્ર પુત્રીના ફરજંદ હોવાથી બેશક અમારા સરદાર અને માથાના છત્તર છે તેથી અમે તેમને જેટલું માન આપીએ તેટલું થોડું છે. પણ તે સાથે દાખલા તરીકે હજરત ઉમર રદી૦ જે મહાન હજરતનાજ ખાનદાનના હોઇ, હજરત પેગમ્બરના સસરા થતા હતા, તથા હજરતની ;પુત્રી બીબી ફાતેમા રદી૦ તથા ખુદ હજરત અલી કરમ૦ના જમાઇ તથા હજરત ઇમામ હસન રદી૦ તથા હજરત ઇમામ હુસેન રદી૦ના બનેવી થતા હતા, તથા તે ઇસ્લામની ફરજ બજાવવામાં શહીદ થયા હતા તે બીજા કરતાં ઉતરતા હતા એમ કદી પણ ગણાય નહીં. જો આવા મહાન શખ્સો ન હોત તો આજે ઇસ્લામ આટલે દરજ્જે પહોંચ્યો હોત કે કેમ એ એક સવાલ છે. ઇરાન, શામ, અને રૂમ જેવા મહાન દેશોની વરસોથી જામેલી બળવાન શહેનશાહતો તોડી પાડી એ દેશોમાં ઇસ્લામનો વાવટો–ઝંડો ફરતો કરનાર, પાંચ હજાર કિલ્લા ફતેહ કરી, ચાલીસ હજાર મસ્જીદો તૈયાર કરાવી ઇસ્લામની રોશની ચારે તરફ ફેલાવનાર આ મહાન ખલીફા હજરત ઉમર જેમને પરકોમના લોકો ઉમર ધી ગ્રેટ કહે છે તેમને તેમના ઉપલા તમામ ગુણો

ખામુખા વીસારી મુકી ગૈર ઇનસાફ કરવા તૈયાર થઇ જવું એ સુન્નીઓનું તો કામ નથી. હીંદુસ્તાનમાં ઇસ્લામ એમના વખતમાંજ આવવા પામ્યો છે. જો તેમણે ઇસ્લામ અહીં ન મોકલ્યો હોત તો આજે હીંદુસ્તાનમાં ઇસ્લામ આટલા મજબુત પાયા ઉપર હોત કે કેમ એ એક સવાલ છે. હજરત ઉમર રદી૦ પછી હજરત ઉસ્માન રદી૦ ખલીફા થયા, તેમની પછી હજરત અલી રદી૦ ખલીફા થયા, અને હજરત અલી રદી૦ના બે મહાન દીકરા હજરત ઇમામ હસન રદી૦ તથા હજરત ઇમામ હુસેન રદી૦ પછી શીઆ સુન્નીનો ભેદ પેદા થયો. એટલે શીઆ આ જગતમાં પેદા થયા તે પહેલાં હજરત ઉમરે હીંદુસ્તાનને ઇસ્લામનો પ્રસાદ ચખાડેલો છે. મહાન હજરત પેગમ્બર સ૦ની પવિત્ર પુત્રી બીબી ફાતેમા રદી૦ના પેટે પેદા થએલી હજરત અલીની દીકરી અને હજરત ઇમામ હુસેનની બહેન બીબી ઉમ્મ કુલ્સુમની શાદી હજરત અલીએ જે હજરત ઉમર સાથે ખુશીની સાથે કરી આપી હોય અને તેના પરીણામે તેઓ હજરત ઇમામ હસન રદી૦ તથા હજરત ઇમામ હુસેન રદી૦ જેવા મહાન સાદાતોના બનેવીનો મહાન દરજો ભોગવી ગયા હોય તેમની ઓલાદને લોકો પાછળથી થએલા કેટલાક શીઆઓના કહેવાથી ઉતરતા ગણવા તૈયાર થાય એ જમાનાનીજ ખુબી છે. આથી શીઆઓને હલકા ગણવાનો કે તેમની બદગોઇ કરવાનો અમારો હેતુ નથી. પણ સુન્નીઓના ખરા સંજોગો જાહેર કરવાનો હેતુ છે. હજરત ઉમરની વાત બાજુએ મુકતાં તેમની ઓલાદમાં થએલા દીલ્લીવાળા હજરત ખ્વાજા નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વી ચિસ્તી રે૦ એવા મહાન બુજુર્ગ—

મહાત્મા થઇ ગયા છે કે જેમની પાલખી ઉપાડીને તથા તેમના ઘરના વાસણ માંઝીને હજારો સાદાતોએ ન્યામત મેળવેલી છે. અમદાવાદવાળા હજરત શાહેઆલમ સાહેબના મોટા દાદા હજરત મખદૂમ જહાનિઆ જહાંગસ્ત તથા બીજા હુસેની સાદાતોના મોટા દાદા હજરત સૈયદ મોહંમદ બંદેનવાઝ ગેસુદરાજ જેમની દરગાહ શરીફ નીજામ હૈદરાબાદના ગુલ્બર્ગા શેહેરમાં છે અને જેઓ દક્ષિણના શહેનશાહ કહેવાય છે એવા મહાન સાદાતોએ પણ હજરત ૧ ઉમરની ઓલાદના હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીની પાલખી ઉપાડી તથા સેવા કરી ન્યામત મેળવેલી છે અને તેમના મુરીદ થઇ તેમના વુઝુનું પાણી પીવામાં તથા તેમના નાલેન ઉપાડવામાં ફખર—મગરૂબી માનેલી છે, એવું કીતાબો ઉપરથી સાફ જણાય છે. જ્યાં હજરત ઉમર રદી૦ જેવા મહાન ખલીફા-સહાબીની ઓલાદનો આવો બુલંદ મરતબો સાબિત થઇ ચુકેલો છે તો પછી તેમને હલકા ગણવા એ સાદાતોનું તો કામજ નથી. હજરત ઉમરની ઓલાદમાં મોટા મોટા મહાત્મા અને કુતબે વકત થઇ ગએલા છે જેમની સેવા સાદાતોએ કરેલી ઇતિહાસથી સાબિત થઇ ચુકેલી છે. જેની પાલખી સાદાતો ઉપાડે, જેના ઘરના વાસણો સાદાતો માંઝે, જેના નાલેન સાદાતો ઉપાડે જેના વુઝુ તથા ગુસલના પાણીને સાદાતો પવિત્ર ગણે, ટુંકામાં જેની ગુલામી કરવામાં સાદાતો ફખર સમજે તેવા લોકો તથા તેમની ઓલાદના લોકોને સેજ સાદાતોની ઓલાદના લોકો આજે સૈયદ

---

૧ હજરત નસીરૂદ્દીન ચિરાગ દેહેલ્વીના પીર હજરત નીજામુદ્દીન ઓલીયા અને દાદાપીર હજરત બાવા ફરીદ શકરગંજ ચિશ્તી હતા.

કરતાં હલકા ગણવા નીકળે તેથી ખુદા કેવો ખુશ થતો હશે તથા તેમના દાદાની અરવાહો કેવી રાજી થતી હશે. એ જોવાનું છે! કેટલાક લોકો ખાસ કરીને હજરત ઇમામ હસન અને હજરત ઇમામ હુસેનને અને તેમની ઓલાદને સાદાત બતાવે છે અને અસહાબીઓની ઓલાદને શેખ બતાવે છે–શેખનું બહુ વચન "મશાયખ"[1] છે જેમાં સાદાતો પણ પોતાને હાલમાં ઉઘાડી રીતે શામિલ કરે છે. ફલાણા શહેરના મશાયખ એમ કહેવાથી તે ગામના સાદાતો પણ તેમાં આવી જાય છે. બહુ વચનના શબ્દ "મશાયખ" માં તો પોતાને સામિલ કરવા અને એક વચનના "શેખ" શબ્દને હલકો ગણવો એ પણ જમાનાની ખુબી છે. આપણે જણાવી ગયા છીએ કે પીરાનપીર સાહેબના પીર જેમની ગુલામી પીરાનપીર સાહેબે અખત્યાર કરી હતી તે શેખ હતા, તથા પીરાન પીર સાહેબના મસીઆઈ ભાઇ અજમેરવાળા ખ્વાજા મોઇનુદ્દીન ચિસ્તી સાહેબના પીર પણ શેખ હતા. આવા મહાન સાદાત બુજુર્ગોના પીર શેખ હોય તો હાલના સાદાતો શેખને હલકા ગણે તો શું પીરાન પીર તથા ખ્વાજા સાહેબ ખુશ થતા હશે ઇમામ અબુ હનીફા શેખ હતા જેમની દરગાહની મુજાવરી પીરાન પીર સાહેબે કરેલી છે, તો જો શેખ કદાચ હલકા હોત તો પીરાન પીર સાહેબ તેમની દરગાહની મુજાવરી કરવાનું પસંદ કરત? બોલવામાં પણ શેખ, સૈયદ, મુગલ, અને પઠાણ એમ બોલાય છે તેમાં પણ "શેખ" નો શબ્દ પહેલો મુકાય છે. જો હલકો હોય તો તેમ મુકાય?

---

૧ શેખનું બહુ વચનનું બીજું રૂપ "શુયૂખ" પણ કહેવાય છે.

ઘણા લોકો હજરત પેગમ્બર સઅઅમના ચારે ખલીફા—અસહાબોની ઓલાદને સાદાત કહે છે, કેટલાક ફક્ત હજરત અલીની ઓલાદને સાદાત કહે છે, કેટલાક ફક્ત બીબી ફાતેમાના દીકરા હજરત ઇમામ હસન તથા હજરત ઇમામ હુસેનની ઓલાદને સાદાત ગણે છે અને હજરત અલીની બીબી ફાતેમાં સિવાય બીજી બીબીથી પેદા થએલા દીકરાની ઓલાદને પણ સાદાત નહીં ગણતાં માત્ર "અલવી" કહે છે. લોકોમાં સાદાત કોને કહેવા એ વિશે જુદા જુદા મત છે. પણ એ મત પાછળથી પડયા હોય એમ લાગે છે. જો હજરત ઇમામ હસન અને હજરત ઇમામ હુસેનની પહેલાં થઇ ગએલા હજરતના ખલીફાઓ—અસહાબો જેમના નામ સાથે ખુત્બાઓમાં "સૈયદ" શબ્દ લગાડેલો છે તેમને સઇયદ કહેવામાં કેટલાક લોકો કદાચ આનાકાની કરતા હોય તો એ ખલીફાઓની પહેલાં થનારા ખુદ પેગમ્બર સ૦ને પણ સૈયદનો શબ્દ લગાડવા હીંમત ધરી શકે કે કેમ એ એક સવાલ છે. કારણ કે એ શબ્દ તો તેમના ખ્યાલ પ્રમાણે પાછળવાળાઓ માટે પાછળથી વપરાએલો છે. લોકો સુન્ની પેગમ્બર સ૦ને પણ સૈયદ માને છે અને તેમના બીજા ખલીફાઓને પણ સૈયદ માને છે, જ્યારે બીજા કેટલાક તેમની પાછળવાળાઓને સૈયદ માને છે. જો પેગમ્બર સ૦ને સૈયદ ગણવામાં આવે તો તેમના ખાનદાનના તેમના ખલીફા પણ સૈયદ ગણાય. અને જો પેગમ્બર સ૦ને શેખ ગણવામાં આવે તો તેમના ખલીફા પણ શેખ ગણાય. હજરત અબાબકર સિદ્દીક રદી૦ તથા હજરત ઉમર રદી૦ મહાન હજરતના ખાનદાનાજ હોવા ઉપરાંત તેમના સસરા થતા હતા તથા હજરત ઉસમાન તથા હજરત અલી રદી૦ મહાન હજરતના જમાઇ થતા

હતા. હજરત અલીને મહાન હજરતે એક દીકરી આપી હતી જ્યારે હજરત ઉસ્માનને બે દીકરાઓ આપી હતી. જો પેગમ્બર સ૦ની દીકરી સાથે શાદી કરનારા સૈયદ ગણાય તો હજરત ઉસ્માન જેમને હજરતે પોતાની એક પછી એક બે દીકરીઓ આપી હતી તે સૈયદ ગણાજ જોઇએ. અને હજરત ઉમર જેમના ઘરમાં હજરત પેગમ્બર સ૦ની નવાસી એટલે તેમની દીકરી બીબી ફ્તેમાની દીકરી બીબી ઉમ્મ કુલ્સુમ હતાં તે પણ સૈયદ ગણવા જોઇએ. ઉપલી દલીલ પ્રમાણે હજરત ઉમર, હજરત ઉસ્માન તથા હજરત અલી ના સૈયદ ગણાય; ત્યારે હવે હજરત અબા બકર સિદ્દીકનું શું ? તેઓ હજરત બીબી આએશા જે પેગ-મ્બર સ૦ની બીબી હોવાથી ઉમ્મુલ-મોમેનીન એટલે મુસલમાનોની મા ગણાતાં હતાં તેમના પિતા—બાપ હતા. તેમની પાસે વીસ હજારની તમામ પુંજી હતી તેમાં અઢાર હજાર તો પેગમ્બરને રાજી કરવા માટે ઇસ્લામના કામમાંજ ખરચ્યા હતા. પેગમ્બર સ૦ને મેરાજ થઇ તે વાત પહેલાં કોઇ માનતું નહોતું તે પ્રથમ તેમણેજ સચાવી હતી જેના પ્રતાપે તેમને સિદ્દીક—સાચા ઇમાનવાળો એવો લકબ ખુદ પેગમ્બર સલઅમે આપ્યો હતો. દુશ્મનોના ત્રાસમાંથી મુક્ત થવા માટે મક્કા છોડી મદીને દુશ્મનોની ખેંચેલી તરવારોના નીચે થઇને નીકળીને તેમની નજર ચુકવવા પર્વતની ગુફામાં જવાની હજરત સ૦ની ખાએશ થઇ ત્યારે તેમને પોતાના ખભે બેસાડી ત્યાં લઇ ગયા હતા અને પોતાના જાનની કાંઇ પણ દરકાર રાખ્યા સિવાય તે ગુફામાં સર્પડંશ વેઠીને પણ પેગમ્બર સ૦નો તેમણે સાથ દીધો હતો અને દુશ્મનોની તલવારોથી

બચાવવા મદીને જવાની સરળતાના પેગમ્બર સ૦ને તમામ સાધનો પુરાં પાડયાં હતાં તથા જેને હજરતે પોતાની છેલ્લી માંદગી વખતે પોતાની હયાતીમાં મસ્જીદમાં ઇમામ બનાવ્યા હતા તથા જેણે મહાન હજરતના ઉઠી ગયા પછી તરતજ તેમના પહેલા ખલીફાનો હોદ્દો ભોગવ્યો હતો અને જેને ખુદ પેગમ્બર સ૦વ સાચા ઇમાનવાળો કહી બોલાવે તેનો મરતબો શું તેની પાછળ થએલા ખલીફાઓથી ઉતરતો ગણાય ખરો ? જો ઉતરતો ગણવામાં આવે તો તેમના નામ સાથે ખુત્બામાં સૈયદ શબ્દ લગાડવામાં આવે છે તેમ લગાડવામાં આવે ખરો ?

ઉપલી તમામ બાબતોથી સાફ દેખાઇ આવે છે કે હજરતના ચારે ખલીફાઓ—અસહાબો સૈયદ હતા. અને તેમની ઓલાદના લોકો સૌ બરાબર છે. ચારે ખલીફાઓને એક બીજાની બરાબર ગણવામાં આવે છે તો પછી ઓલાદ શા માટે બરાબર ગણવામાં ન આવે ? જો ત્રીજા ખલીફા હજરત અલીની ઓલાદ સૈયદ ગણાય તો વાસ્તવિક રીતે તેમની પહેલાના ખલીફાઓની ઓલાદ પણ સૈયદ ગણાય, કારણ કે તેઓ પેગમ્બરના ખાનદાનના તથા તેમના સગા હોવા ઉપરાંત તેમના ખલીફા પણ હતા.

કેટલાક લોકો એમ કહે છે કે જેનો બાપ સૈયદ તેનો દીકરો પણ સૈયદ પછી મા ગમે તે જાતની હોય. જો આ વાત માન્ય કરવામાં આવે અને હજરત ઇમામ હસન તથા હજરત ઇમામ હુસેન રદી૦ ને સૈયદ ગણવામાં આવે તો હજરત અલી રદી૦ સૈયદ હતા કે કેમ ? જો કદાચ હજરત અલી રદી૦ ને પણ સૈયદ ગણવામાં આવે તો તેમના પિતા હજરત અબુતાલિબ સૈયદ હતા

કે કેમ બલકે જાહેર મુસલમાન થયા હતા કે કેમ? જો કહાય તેમને પણ સૈયદ માનવામાં આવે તો તેમના પિતા અબ્દુલ—મુત્તલિબ જે પેગમ્બર સ૦ના ખુદ દાદા હતા તે સૈયદ હતા કે કેમ? જો અબ્દુલ મુત્તલિબ તથા અબુતાલિબને સૈયદ માનવામાં ન આવે તો પછી હજરત અલીને સૈયદ માનવામાં આવે કે કેમ? જો હજરત અલીને સૈયદ માનવામાં ન આવે તો પછી હજરત ઇમામ હસન તથા હજરત ઇમામ હુસેન રદી૦ સૈયદ મનાય કે કેમ? જેનો બાપ સૈયદ તેની ઓલાદ સૈયદ એ દલીલ ઉભી થવાથી આ ખુલાસો કરવો પડયો છે તેથી હજરત અલી તથા તેમની ઓલાદના લોકો સૈયદ નથી એમ કહેવાનો હેતુ નથી. તેઓ બેશક ખાનદાની અને અમારા સરદાર છે પણ આતો માત્ર દલીલની ખાતર આ વાત જણાવી છે. જેનો બાપ સૈયદ તેની ઓલાદ પણ સૈયદ એ દલીલ કેવી લાગે છે તે આપણે ઉપર જોઇ ગયા.

હવે કેટલાક લોકો એમ પણ કહે છે કે "જેની મા સૈયદ તેની ઓલાદ સૈયદ" જો આ દલીલ ઉપર આપણે વિચાર કરીને કહીએ કે બીબી ફાતેમાના દીકરા હજરત ઇમામ હસન તથા હજરત હુસેન એ સૈયદ કહેવાય તો બીજા એમ પણ કહેશે કે જેમની મા સૈયદ ન હોય તે સૈયદ કહેવાય કે કેમ? હજરત ઇમામ હુસેનની એક બીબી બીબી શાહેરબાનું જે હજરત ઇમામ ઝેનુલ આબેદીનના મા અને તમામ સાદાતોની મોટી દાદી હતાં તે ઇરાનના સાસાની-ઇરાની-મજુસી-પારસી હાકમ યજદજદની દીકરી હતાં. તો પછી તેમના પેટથી થએલી ઓલાદ સૈયદ કહેવાય કે કેમ? વળી ઉપરની બાજુ નજર કરતાં એ દલીલ આવી ઉભી થાય છે કે હજરત અલી

કરમની મા સૈયદ હતાં કે કેમ ? તથા ખુદ સરવરે કાયનાત હજરત મોહમંદ પેગમ્બર સ૦ની મા બીબી આમેના સૈયદ હતાં કે કેમ ? અહીં કદાચ એ દલીલ પેશ કરવામાં આવે કે સૈયદીનો લકબ ઇસ્લામ પછી આપવામાં આવ્યો છે તો એમ પણ કહેવાની જોગવાઇ છે કે ના તેમ નથી. ઇસ્લામ પહેલા પણ કબીલાના સરદાર "સૈયદ" કહેવાતા હતા. વળી કુરાને શરીફમાં "સૈયદ" શબ્દ એક ઠેકાણે હજરત યહયા માટે તથા બીજે ઠેકાણે ઝુલેખાનો ખાવીંદ જે મિસરનો હાકમ હતો તેને માટે વપરાએલો છે જે સુરતુલ આલે ઇમરાન તથા સુરતુલ-યુસુફ જોવાથી ખાત્રી થશે. એટલે એ લકબ કાંઇ તદન નવો તો નથીજ, અને દલીલની ખાતર કદી માની લો કે તે લકબ ઇસ્લામ પછીથી આપવામાં આવ્યો છે તો તેમ માનવામાં પણ મહાન હજરતને, તથા ;તેમના અસહાબોને તથા તેમની ઓલાદને સૈયદ કહી શકવા સાધન આવી ઉભું થાય છે. કારણ કે જો ઇસ્લામના મૂળ પુરૂષ મહાન હજરત મોહંમદ પેગમ્બરને સૈયદ ગણવામાં આવે અને બેશક ગણવામાં આવવા-જ જોઇએ તો તેમના જાનશીન ખલીફાઓ જેમના મરતબા આગળ ઉઘાડી રિતે બતાવવામાં આવ્યા છે અને જેઓ મહાન હજરતનાજ ખાનદાનના હોઇ તેમના નજીકના સગા થાય છે એવું આગળ જણાવી દીધું છે તેમને જ્યારે સુન્નત જમાતના મત પ્રમાણે કાયદેસર ખલીફા માનવામાં આવે છે અને બધા સુન્નીઓ ચારે ખલીફાઓને એક બીજાથી ચડતા નહીં સમજતાં બધાને મરતબામાં બરાબરજ સમજે છે તો પછી સુન્ની મતવાળો એકને સૈયદ અને બીજાને શેખ કહી શકે એ બનવા જોગ છે કે કેમ તેનો ,વિચાર કરવાનો છે. જે લોકો

પોતાને સુન્ની કહે છે તેમને માટે તો ઉપર પ્રમાણે હકીકત છે. હવે જે લોકો એકજ ખલીફાની ઓલાદને ચડતી ગણી તેને સૈયદ કહેતા હોય અને પહેલા ત્રણ ખલીફાઓને ઉતરતા ગણી તેમની ઓલાદને ઉતરતી ગણતા હોય તે પોતાને સુન્ની કહી શકે કે કેમ તે પણ વિચારવા જેવું છે. જે લોકો જાહેર રીતે પોતાનો મજહબ સુન્ની બતાવતા હોય અને પછી આવી રીતે ચારે ખલીફાઓમાંથી કોઇને ઉંચા અને કોઇને નીચા બતાવી તેમની ઓલાદમાં પણ ફરક ગણાતા હોય તો તેમને લોકો બેવડા ચલણવાળા કહયા વગર રહે નહીં; કારણ કે જેવું બોલવામાં આવે તેવુંજ શુધ્ધ વર્તન હોવું જોઇએ. આથી કોઇને પણ માઠું લગાડવાનો અમારો હેતુ નથી. સઉ મુસલમાનો અમારા ભાઇ છે બલકે મુરબ્બી છે પણ આતો સુન્નીઓને માટેના સંજોગ બતાવ્યા છે કે તેઓ તે ઉપર ખ્યાલ કરે. જે લોકો શીઆ છે અને પોતાને ઉઘાડી રીતે શીઆ કહે છે અને સુન્નીઓની મસ્જીદમાં કે તેમની ઇદગાહમાં નમાઝ પઢવા નહીં આવતાં પોતાનું સઉ ખાતું સુન્નીઓથી જુદુંજ રાખે છે અને સુન્નીઓ સાથે ધર્મ સંબંધી કે પીરી મુરીદી સંબંધી કાંઇ પણ વહેવાર રાખતા નથી તેમને જવાબ દેવાતો ઉપલી દલીલો ઉપરાંત બીજી પણ ઘણી દલીલો મોજુદ છે. તેમ તેમના રદમાં “ રદ્દે શીઆ ” ની કિતાબો પણ ઘણી લખાએલી છે. તે ઉપરથી તેમને જવાબ દેવાનું સાધન મોજુદ છે. જો ચારે ખલીફાને સુન્નીમત પ્રમાણે બરાબર ગણવાની આ વાત પોતાના વિરૂધ્ધ જતી કેટલાક લોકો માની સુન્ની મટી શીઆ થઇ પોતાના ઇમાનને સ્વાર્થની ખાતર વેચવા ઉભા થાય અને વખત

આવે સુન્નીઓ પાસેથી ધર્મને બહાને તેમને પોતે સુન્ની છે એમ સીધી રીતે કે આડકતરી રીતે મનાવી પોતાને સુન્નીઓના આગેવાન ગણવા તથા કોઇ પણ અવેજ, ખેરાત, સદકો, જકાત કે પીરી મુરીદીના પૈસા લેવા ઉભા થાય તો તેઓ ખરી નીયતથી વર્તે છે એમ કહેવાય નહીં. જો તેઓ ઉઘાડી રીતે પોતાની જીભથી કે પોતાના વર્તનથી પોતે સુન્ની છે એમ જણાવવા આવે તો તેના જેવું તો બીજું એકે નથી અને તેમને તો ઉપર બતાવેલી દલીલો કબુલજ કરવી પડશે; પણ જેમનું વર્તન ડબલ હોય તેમનું કહી શકાય નહીં.

એતો ઉઘાડી બાબત છે કે માણસનાં આમાલ—કરતબ્ય સૌથી પહેલાં જોવાય છે. ગમે તેવો સૈયદ હોય પણ જો તે રંડીબાજી કરતો હોય, શરાબ પીતો હોય, જુગાર રમતો હોય, વ્યાજ ખાતો હોય કે બુતપરસ્તી કરતો હોય તો જોકે તે સૈયદ હોવાનો દાવો કરે છે છતાં દુનિયાની નજરમાં તે તદન હલકો ગણાયા વિના રહે નહીં; તે એટલે સુધી કે તેનો કોઇ ભરોસો પણ કરે નહી. અબુલહબ જોકે મહાન પેગમ્બરનો તથા હજરત અલીનો સગો કાકો અને મૌલા અલીના પિતા અબુતાલિબનો સગો ભાઇ થતો હતો તો પણ તેનાં કૃત્ય નઠારાં હતાં તેથી દુષ્ટ ગણાયો છે. અબુતાલિબ જોકે જાહેર ઇસ્લામ લાવ્યા નહોતા તો પણ તેમનાં કૃત્ય ઇસ્લામને હાની પહોંચાડનારાં નોંધાયાં નથી તેથી તેમને કોઇ બુરા ગણતું નથી. યઝીદ હજરત સ૦ ના મોટા દાદાની ઓલાદનો હતો અને મુસલમાન હતો છતાં તેનાં કૃત્ય નઠારાં નીકળ્યાં તેથી તે દુષ્ટ નીવડી આબરૂને લાયક રહયો નહીં, જેથી ઇસ્લામે તેને વખોડી કહાડયો છે. તો જે લોકો પોતાને સૈયદ

કહેવડાવવા માગતા હોય તેમણે પણ પોતાના ખાનદાનની હિમાયત આગળ ધરવા પહેલાં પોતાનાં આમાલ—ચલણ દુરસ્ત રાખવાં જોઇએ. ખરી અને લાયક ઓલાદ તો એજ કે પોતાના બાપદાદાની માફક ઇસ્લામ ઉપર ચાલે. ઉંચા ખાનદાનનાં કાદરી, ઉંચા ખાનદાનના ચિસ્તી, ઉંચા ખાનદાનના નકશબંદી, અને ઉંચા ખાનદાનના સોહર્વર્દી કહેવાથી કાંઇ ખુદાના ખોળે પહોંચી જવાતું નથી. કાદરી, નકશબંદી, સોહર્વર્દી કે એવા બીજા શબ્દો તો એ ખાનદાનનો કોઇ પણ ખલીફો કે મુરીદ પોતાના નામ સાથે લગાવી શકે છે. દાખલા તરીકે એક જુલાયો અથવા હજામ હોય અને તે કાદરી અથવા નકશબંદી ખાનદાનનો ખલીફા અથવા મુરીદ હોય તો તે પોતાના નામ સાથે પોતાના તરીકાની છાપ કાદરી અગર નકશબંદી લગાડી શકે છે. તેમજ રિફાઇ તરીકાના ખલીફા પણ પોતાને "રિફાઇ" લખી શકે છે. એટલે કાદરી, ચિસ્તી, નકશબંદી રિફાઇ કે સોહર્વર્દી એવા બીજા લકબ ધારણ કરવાથીજ ખુદા માણસને મોટો અને ખાનદાની ગણે છે એમ નથી. "સૈયદો" બેશક માન મરતબા તથા ઇજ્જતને લાયક છે અને આપણા સરદાર છે, તેમની દોઆના આપણે ઉમેદવાર છીએ; પણ જો તેઓ ઉઘાડી રીતે તેમના બાપદાદાના ઇસ્લામની નાફરમાની કરી હરામ હલાલ જોતાજ ન હોય તો તેમની ઇજ્જત કરવામાં મુસલમાનોનું દિલ પાછું પડે એ કુદરતી છે. માટે આ ખાનદાની આગેવાનોએ પોતાની ખાનદાનીનું વાસણ પ્રદર્શનમાં મુકવા કરતાં પોતાના ચલણ ઇસ્લામ પ્રમાણે રાખવા તજવીજ રાખવાથી તેમને વધારે ફાયદો થશે. બેનમાઝી માણસ કુતરા કરતાં નબેતર છે, તો કદી સૈયદ બેનમાઝી હોય તો તેને માટે શું તેની ખાનદાની તરફ નજર કરી શરીઅત પોતાનો આપેલો હુકમ રદ કરી શકશે!

લોકો કહે છે કે સૈયદ થવાનું તો એવું સહેલું છે કે પોતાના ગામથી ગુજરાનના સાધનની ખોળમાં કોઇ માણસ જરા છેટેના ગામમાં જઇને પોતાને સૈયદ કહી મસ્જીદ, મદરસા, ધર્મશાળા કાવાખાના, હોટલ વિગેરે ઠેકાણે પડાવ નાંખી ત્યાં રહે અને જો થોડો ઘણો ઇલ્મ હોય તો તો ઠીક, નહીં તો લોકોની ખુશામત કરી તે થોડાં ઘણા રોટલાના સાધન કરી લઇ આગળ વધવાનું કામ જારી રાખે છે. માણસ પરદેશી હોવાથી તે પોતાની જાત સૈયદ બતાવે છે તો પ્રથમ કેટલાક તે ગામના સૈયદો હોય તે ન માને પણ બીજા બિચારા ઇમાનદાર અને સાદા સ્વભાવના મુસલમાનો તો સૈયદના નામે ઝુકી જાય અને તે પરદેશીનું કહેવું ખરૂં માને. થોડા વરસ આ તરફ રહયા એટલે સૈયદ ગણાઇ-છપાઇ ગયા. કારણ કે આમ લોકો તેમને "સૈયદસાબ" કહીનેજ બોલાવે છે. આવા પરદેસી માણસો પણ પોતાની જાત સૈયદ બતાવવામાં લાભ સમજે છે, કારણ કે તેઓ એમ જાણે છે કે બીજા જાતના પરદેશીને તો કોઇ પુછતું નથી. પણ જો સૈયદ છીએ એમ કહીશું તો સો માણસમાંથી પચાસ પણ સૈયદના નામથી ઉભા રાખશે અને ઉભા રહેવા જગા મળવાથી આગળનાં વધુ સાધનો પણ ધીરે ધીરે મળી જશે. આવા પરદેશથી પોતાને સૈયદ બનાવી આવીને રહેલા અને અહીં કેટલાક સ્થળે ઠેકાણે પડેલા તેવા લોકોને આથી આપણે તોડી પાડવા માગતા નથી. તેમને સૈયદના બ્હાનાથી રોટલા મળતા હોય તો અમે કાંઇ નારાજ નથી. ભલે તેઓ પોતાનો કારભાર એ પ્રમાણે ચલાવે જાય. આવા ઘણા લોકો „બહારથી„ આવી પોતાને સૈયદ કહી વસવાટ કરે છે જેમને ત્યાંના બીજા સૈયદો પહેલાં જૂઠા સમજી તેમની તરફ હલકી નજરથી જુવે છે; પણ જયારે બે ત્રણ પેઢીઓ

વીતી જાય છે અને જ્યારે તેઓ ચાલતાવાળા થઇ જાય છે અને તેમને સારા સાધન પ્રાપ્ત થાય છે ત્યો પછી પેલા અસલ સૈયદો પણ અંજાઇ જાય છે અને વખત જતાં બધા બરાબરના સૈયદ બની જાય છે અને તેમનામાં જોઇએ વીતે દીકરીઓની લેવડ દેવડ બંધાઇ જાય છે. આવા દાખલા બન્યા હશે, બનતા હશે અને કદાચ બનશે. એ વાત કાંઇ અસંભવિત નથી. બીજા અસલ સૈયદો જે આવા વગર ઠેકાણાના સૈયદોને ઘણી વખતે કબુલ કરતા નથી તેનું કારણ એજ હશે.

હાલમાં કેટલેક ઠેકાણે એવી વાત ચાલે છે કે, આ જીલ્લાના કેટલાક હજામો પોતાને ખાનદાની બતાવે છે અને કહે છે કે અમે તો કાબુલ તરફથી અસલના વખતમાં આવ્યા છીએ. અમે કાંઇ અહીંના નવા બનેલા મુસલમાન નથી. અમારા બાપ દાદા ખાનદાની મુસલનાન છે. જ્યારે પહેલાં તેઓ આ તરફ આવ્યા ત્યારે કેટલાક ઉત્તર હીંદુસ્તાનમાં અને કેટલાક વડોદરા, ભરૂચ તથા અમદાવાદ જીલ્લામાં રહી ગયા અને કેટલાક આ જીલ્લામાં આવી રહ્યા તથા કેટલાક આગળ દક્ષિણ તરફ નીકળી ગયા. આવું કહી તેઓ પોતાને ખાનદાની અસલ મુસલમાનો જણાવે છે. જ્યારે કેટલાક તો એટલી હદ સુધી જાય છે કે પોતાને ખાસ સૈયદ બતાવે છે. અને કહે છે કે અમારા કેટલાક વડીલો સૈયદ કાયમ રહ્યા અને કેટલાક અમારા બાપદાદાનું ગુજરાન તે વખત નહીં ચાલવાથી કાંઇ પણ ધંધો કરવો એમ સમજી તેમણે હજામનો ધંધો જે તે વખતે એક હકીમની બરાબર ( જર્રાહ—સરજન ) નો ગણાતો હતો તે અખત્યાર કર્યો. ધંધાથી કાંઇ ખાનદાની મટી જતી નથી તેથી અમારા વડીલોએ હજામનો ધંધો અખત્યાર કર્યો. એટલે ફક્ત આવો ધંધો કરવાથી અમે અમારી ખાનદાની ગુમાવી બેઠા એમ ઇસ્લામ કહેતો નથી.

આ જમાનો સ્વતંત્રતા અને આઝાદીનો છે. જેમ કેટલાક શીઆ લોકો અસહાબોની ઓલાદને શેખ[1] કહે છે અને વળી તેમને વધારે હલકા પાડવા કેટલાક હીંદુમાંથી કે બીજી કોમમાંથી પાછળથી મુસલમાન થએલાઓને પોતાને શેખ જાહેર કરવા ભલામણો કરી તેમને શેખનો લકબ લગાડે છે તેમને તેમ કરતાં કોઇ રોકી શકતું નથી, કેટલાક હીંદુઓ પોતાના નામ સાથે બાદશાહ, કાજી, દીવાન મુનશી, સૈયદ, વિગેરે ધરલામો ઇલ્કાબોવાલી અટકો લગાડે છે તેમને કોઇ રોકી શકતું નથી. તથા હાલમાં કેટલાક વહોરા, કાગદી, તાઇ, પેટીગરા, ડુંટીગરા, ભઠીઆરા, બાનારા. તાંતગરા, કુંઝડા, પીરંજા, કઠીઆરા, ચામડીઆ વિગેરે લોકો ઉઘાડે છોગે સૈયદ કહેવાય છે તેમને કોઇ રોકી શકતું નથી ત્યારે અમારા બાપદાદાઓ તો સૈયદ હોઇ તેમણે ફક્ત હજામેનો ધંધો અખત્યાર કર્યો તેથી અમને સૈયદ કહેવાડતાં કોઇ રોકી શકતું નથી. હવે અમે આફ્રિકા વિગેરે તરફ જઇ તથા ઇલમ પઢી સારા પૈસા કમાયા છીએ. અમારા શીજરા પણ અમારે હાથ લાગ્યા છે અને તે સૌથી ઉંચા સૈયદોના ખાનદાનની સાથે મળે છે. માટે હવે અમે હજામનો ધંધો જે હાલમાં જમાનો બદલાઇ જવાથી લોકોને ખોટો લાગે છે તે છોડી દઇ બીજા સારા ધંધા કરવાનું શરૂ કરીશું. પણ હવે અમે અમારૂં ખાનદાન છુપાવી શકીશું નહીં. અમારા બાપદાદાઓ પાસે વધુ સાધન નહીં હોવાથી તેઓ કદાચ પોતાને હજામ કહી

---

૧. શેખનો અર્થ બુઝુર્ગ-મહાન થાય છે. વળી શેખ નામની હાલમાં એક જાત પણ બની ગઈ છે. પણ શેખ શબ્દ જે અસહાબોની ઓલાદના તથા બીજા મહાન બુઝુર્ગોના નામ સાથે લાગે છે તેનો અર્થ ધર્માધ્યક્ષ, ગોત્રસ્વામી, ધર્મગુરૂ, મહાત્મા એવો થાય છે.

પોતાનું કામ ચલાવી લેતા હશે. અને તેવી સ્થીતીમાં રહેવાનું પસંદ કરતા હશે. કારણકે તે વખતે તેવી હાલતમાં કદાચ તેઓ એમ કેહેત કે અમે સૈયદ છીએ તો કોઈ તે વખત માનત પણ નહીં, અને ઉલટા લોકો તેમને હસી કહાડતે પણ હવે એવો વખત નથી. કદાચ લોકો અમને હસી કહાડો તો પણ હવે અમને કાંઇ પરવા નથી; કારણ કે અમારી પાસે પુરતાં સાધન છે. તથા અમે અમારો શીજરો પણ ખોળી કહાડયો છે. હવે અમે અમારી ખરી ખાનદાની જે ગરીબાઇને લીધે અમારા બાપદાદાઓએ બિચારાઓએ છુપાવી રાખી હતી તે જાહેર કરીશું અને અમારા બીજા વડીલોની ઓલાદ જે જ્યાં જ્યાં ખાસ ખાનદાની કહેવાતી હશે તેને ખોળી કહાડી પાછો તેમની સાથે વહેવાર જોડીશું કે અમારા અસલ ખુનમાં કાંઇ તફાવત ન આવે તથા ખાનદાની માણસોની નસલ વધે તથા આખા દુનિયામાં સૈયદોનો વધારો થાય જેથી ઇસ્લામને પુરેપુરો ટેકો મળે તથા તેની રોનક વધી સૈયદોનો ફેલાવો થાય, અને એમ વખત જતાં દુનિયામાંથી કાલતુ જમાતો મટી જઈ આખી દુનિયામાં સૈયદોનોજ દોર થાય, અને તેથી પેગમ્બર સલ્અમની રૂહ મુબારક ખુશ થાય! આવું તેઓ કહે છે. તેમને કેટલે દરજે ખરા માનવા એ કહેવાનું અમારૂં કામ નથી. કારણ કે તેથી કદાચ તેઓ અપમાન થએલું ગણે. અમારો ઇરાદો કાંઇ આ મુસલમાન ભાઇઓની-નાઇ ગૃહસ્થોની વાતને તોડી પાડવાનો નથી. તેઓ ખાનદાની ઉંચા કુળના હોય તો ભલે તેમ જાહેર કરે! અમે તો બીજા સૈયદોને માનીએ છીએ તેમ એમને પણ માનીશું અને "ફુલ નહીંને ફુલની પાંખડી" થી તેમની સેવામાં હાજર રહીશું! પણ અહીં સવાલ એ ઉઠે છે કે જે લોકો હજામ ગણાઇ ચુકયા હોય તેમને સૈયદોની બરાબર હાલમાં

ગણવા કે કેમ ? જ્યારે આવી શંકા આવે છે ત્યારે ઇસ્લામ વળી ઉપરથી એમ પણ જોર દે છે કે "સઘળા મોમેનો–મુસલમાનો એક બીજાના ભાઇ છે" એટલે ત્યાં પણ મ્હોં બંધ થઇ જાય છે. ચાલો ત્યારે ચુપ રહો અને જે કાંઇ થાય છે તે મુંગા મ્હોડે જોયા કરો. ખુદાનો હુકમ એમજ હશે. પણ સવાલ અહીં બીજો એ ઉભો થાય છે કે આ લોકોને તેમના કહેવા પ્રમાણે સૈયદ માનવામાં વાંધો તો નથી; પણ પાછા તેઓ આગળ ઉપર બીજાઓને એટલે મહાન પેગમ્બરના ચાર ખલીફાઓની ઓલાદને કદાચ શેખ કહી દબાવવા માગશે તો તેનું કેમ ? આનો જવાબ એટલોજ કે તે વખતે સઉ જોઇ લેવાશે. જે વખતે જેમને તેઓ પોતાના કરતાં હલકા ગણવા શેખ કહેશે તેમને કહી દઇશું કે અમારા પેશવાઓ અમે જાણીએ છીએ કે તમે તેમનાથી ઉતરતા નથી. તમે અસહાબોની ઓલાદ છો અને તમારા બાપ તરફનો તથા મા તરફનો એમ બંને ખુન ચોખ્ખાં છે. તે તમે જાળવી રાખ્યાં છે. તમને બીજાઓએ હલકા કહયા છે, તમારે માટે હલકાં લખાણો લખ્યાં છે, બલકે તમારે માટે લોકોએ તમે જેની ઓલાદમાં છો તેમને પણ વગોવ્યા છે અને તેમને ખોટા ખરા કહયા છે; પણ ધન છે તમારી છાતીને અને તમારા ખાનદાનને કે તમે આ ચાર દહાડાની ફાની દુનિયા માટે મોટા કહેવડાવવાના ધખારામાં બીજાના દુખમના થવાનું હીચકારાપણું બતાવ્યું નથી. શાબાશ છે તમારા ખાનદાનને અને ધન્ય છે તમારી ચોખ્ખી નસલને. જો તમે ખરા નસલના ન હોત તો તમને પણ આજે એથી મોટા ખાનદાની ગણાવવા માટે બીજાના દુખમના થવાની યુકતીઓ કરવાનું સુજી આવ્યું હોત. પણ એ તમારો ખરા નસલનો પ્રતાપજ સમજો કે ખુદાતાલાએ આ પાપી પેટને માટે બીજાના દુખમના થવાની ખરાબીથી તમને બચાવી લીધા છે. કેટલાક જુમેરાતી, ખેરાતી,

કાંટા રૂપાના, તરવાસાઈ, ગીલાંટવાળા, મોવાલી સૈયદો કરતાં તમને અમે ઘણા દરજ્જે ચોખ્ખા અને ઉંચા સમજીએ છીએ. તમે તમારૂં ખુન આજે સાડી તેરસો વરસનો જમાનો વીતી ગયો છતાં ચોખ્ખું સાબિત રાખ્યું છે. તમે નસલ છુપાવવાથી મળતી નકામી મોટાઇ માટે પોતાનું ગૌરવ ગુમાવ્યું નથી. તમે અસલ છો અને અસલ રહેશો. તમારે માટે એજ ઉત્તમ છે કે તમે તમારૂં ખાનદાન છુપાવ્યું નથી. લોકો ફોગટ મોટાઇ મેળવવા અને ખાલી ખાનદાની ગણાવા પોતાના બાપનો તુખમ છુપાવી બીજા ખાનદાનોના તુખ્મના થવા ચુકતા નથી તેવો તમને ખ્યાલ પણ આવ્યો નથી એજ તમારે માટે તમારી ખાનદાનીની દલીલ છે. શું એક હલકી વરણના મુસલમાનની સ્ત્રી કોઇ ખાનદાની માણસના તુખમનો છોકરો પેદા કરે અને તેને ખાનદાનમાં મેળવી દે તો શું તેની ખાનદાની વધારે થાય છે? કદાચ આથી ખાનદાની વધતી હશે એમ કેટલાક ફેંટિયાલ લોકો માનતા હોય તો ભલે તેમને ગમે તેમ વિચાર કરવાની છુટ છે. પણ તમારે માટે તો તમોએ પોતાની જે અસલ આટલા લાંબા વખત પછી પણ ખરી સાચવી રાખી છે તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. તેમાં તમે કાંઇ ગુમાવ્યું નથી પણ બંને જહાનની કમાઇ કરી છે. તમે ફોગટ મોટાઇથી અંજાઇ જઇ બીજાના તુખમના થઇ જવાનું હીચકારાપણું બતાવ્યું નથી. તમે ખરા છો, તમે શુદ્ધ છો, તમે પવિત્ર છો, તમે ખાનદાની છો અને તમે અસલ ખુનને વળગી રહેનારા છો. એ ગુણો તમારે માટે બેશક ખાનદાનીનાજ છે. સોમાં કેટલા માણસો આવા ગુણ ધરાવી શકે છે? એ તો જમાનો છે. કોઇ વખત મી૦ તીલકના ગુણ ગવાય છે, કોઇ વખત મી૦ ગાંધીના ગુણ ગવાય છે, કોઇ વખત સર સૈયદ એહમદના ગુણ ગવાય છે,

તો તે સઘળું જોઇ માણસોના મનમાં એક પ્રકારનો જ. પેદા થાય છે અને તેઓ પોતાને તેમના પક્ષના બતાવી તેમના સંબંધવાળા પોતાને જણાવવામાં આનંદ માને છે. તેવીજ રીતે જ્યારે કાદરી તરીકાના વધારે ગુણ ગવાય છે ત્યારે ઘણા લોકો પોતાના નામ સાથે કાદરી અટક લગાડે છે, જ્યારે ચિસ્તીના વધારે ગુણ ગવાય છે ત્યારે ચિસ્તી અટક લગાડે છે, જ્યારે નકશ્બંદીના ગુણ ગવાય છે ત્યારે નકશ્બંદી લગાડે છે જ્યારે રિફાઇના ગુણ ગવાય છે ત્યારે રિફાઇ લગાડે છે, બલકે કેટલાક તો તેમના ખાનદાનનાંજ અને તેમના તુખમનાજ બનવામાં આનંદ માનતા દેખાય છે. આવા ઘણાખરા લોકો આવું કરી બેસે છે છતાં પણ તેમનો પવન તમને વાયો નથી એ કાંઇ તમારા ઉપર ખુદાની ઓછી મહેરબાની નથી. તમે જે છો તેવા શુધ્ધજ રહેજો, પોતાના ખાનદાનનુ ખુન ચોખ્ખું રાખજો, તમારા બાપ-દાદાના અસલ ગુણો યાદ રાખજો અને તેમની નસલ પવિત્ર રાખવા હમેશાં કોશીશ કરજો. તમે જેવા પોતાની ચોખી નસલ બતાવી શકો છો તેવા ઘણા થોડાજ બનાવી શકશે. બીજાના તુખમમાં ભળી જવુ અને તેથી પોતાના ખાનદાનને બટ્ટો લગાડવો તેથી તો પોતાના બાપદાદાનું તુખમ પવિત્ર રાખવું તેજ સારું છે. ખાનદાની માણસના તુખમમાં પોતાને ભેળવી અને તેમ કરી બનાવટી ખાનદાની જાણુ કરનારા અને જેના તુખમમાં તેઓ ભળી જાય છે તે મૂળ પુરૂષના કુટુંબ ખાનદાની કે શિક્ષણ વિરૂદ્ધ કરનાર—અમલ કરનાર માણસોને જોઇને સમજનારા સમજી જાય છે કે તેઓ ફોગટના પોતાને ખાનદાની કહેવડાવે છે. ખાનદાનીનો એક પણ ગુણ તેમનામાં જોવામાં આવતો નથી દાખલા તરીકે હજરત ઇમામ હસન અગર હજરત ઇમામ હુસેન રદી૦ ની ઓલાદમાં પોતાને બતાવનારા લોકો બદફેલી, જુગાર, રંડીબાજી, વ્યાજખોરી, ચોરી, દગલબાજી, શરાબ ખ્વારી વિગેરે જેવાં ઇસ્લામના વિરૂધ્ધના કામ કરે તો તે અસલ

. . સરદારોનાંજ તુખમના છે કે કેમ તે વિશે લોકો શક .. કરે તો તેમને કોઇ રોકી શકે નહીં. કારણ કે તેઓ એમ દલીલ કરે કે "કુલ્લો શએઇન યરજેઓ ઇલા અસ્લેહી" (દરેક માણુસ પોતાની અસલ તરફ જાય છે.) જેવું તુખમ તેવી તાસીર આવ્યા વિના રહે નહીં. તો કદાચ આવી તાસીરો પોતાને ખાનદાની કહેવડાવનારા માણસમાં જોવામાં આવે તો તેની ખાનદાની માટે શંકા પેદા થાય એને કોઇ રોકી શકે નહીં. તમારામાં આવી બુરાઇઓ ન હોય તો માત્ર તમે પેગમ્બર સલ્અમના પહેલા ત્રણ ખલીફાઓની ઓલાદના હોવાથી હલકા છો એવું જે કેટલાક મનાવવા માગે છે તેમાં તે લોકો ઠગાય છે. અમે તેમના કહેવા ઉપર બિલકુલ ભરોસો રાખવાના નથી. તમે ખરા સૈયદ છો અને ખરા આજ સુધી ચાલ્યા આવ્યા છો એ અમે સારી રીતે જાણીએ છીએ. ઇસ્લામના ખરા ગુણોને તમેજ વળગી રહ્યા છો માટે તમે જે છો તેજ ચાલુ રહેશો તો તમારી તોકીર-ઇજ્જત અમારા મનમાંથી કદી પણ ઓછી થનાર નથી." આવી રીતે તે અસહાબોની ઓલાદના લોકોને કહી આપણે તે તકરારનો તોડ પાડીશું તો તે ખાનદાની લોકોને સંતોષ થશે. કારણ કે તેઓ શુદ્ધ હોવાથી શુદ્ધ વાતને સમજી શકશે તેઓ નકામી વાત ઉપર જીદ કરવાના નથી જેણે પોતાની ખાનદાનીને વળગી રહેવા સત્ય ન છોડ્યું હોય તો શું હવે છોડે એ બનવા જોગ છે ? ના, તેઓ તુરત આપણી વાત ધ્યાનમાં લેશે અને તકરાર થવાનો વખત આવશે નહીં. કારણ કે તેઓ અસલ ખાનદાની છે.

હલકા લોકો સૈયદ થવા માંગતા હોય તો થવા દો પણ આપણા મનથી તો જે આપણા ખરા છે તેજ ખરા છે. આપણે તેમને છોડવાના નથી. તેમની દોઆથીજ આપણો તો બેડો પાર થવાનો છે. ખુદા તેમને આપણા માથાપર કાયમ રાખે અને આપણને તેમના બાપદાદાના ઝંડા નીચે કયામતના દહાડે ઉભા રહેવાનું નશીબ કરે, **આમીન !**